

# ॥ श्रीउपदेशग्रंथावलि ॥

## ॥ अंक अट्ठावनमो ॥

## ॥ केवुं मरण उत्तम गणाय ? ❀ ॥

---

### વસ્તુનિર્દેશરૂપ મંગલ.

દોહરો.

જનમમરણ નહિ મુજવિષે, ઉપાધિમાં તે થાય;
એમ અનુભવી જે મરે, મરવું શ્રેષ્ઠ ગણાય. ૧

---


*સંવત્ ૧૯૭૭ (શાકે ૧૮૪૨) કાર્તિકસુદિ પૂનમ. આવૃત્તિ પહેલી.
પ્રતિ ૧૫૦૦.



યોજનાર:-બ્રહ્મનિષ્ઠ મહારાજ **શ્રીમન્નથુરામશર્મા.**
બીલખા. કાઠિયાવાડ.



જિજ્ઞાસુઓને મનન કરવામાટે વિનામૂલ્યે આપવા પ્રકટ કરનાર
ઠ. જયરામ જીવરાજ સોમૈયા. નેશનલ બેંક. કરાચી. સિંધ.

શ્રી નિર્મળ પ્રીન્ટીંગ પ્રેસમાં લલ્લુભાઇ ઇશ્વરભાઇ ત્રિવેદીએ છાપી.
પીરમશા રોડ—અમદાવાદ.

વિવેકી મનુષ્યે આ જગતમાં જીવી જાણવું એ જેટલું અગત્યનું છે તેટલુંજ અગત્યનું તેણે મરી જાણવું એ પણ છે, અર્થાત્ મનુષ્યે જેમ સુખપૂર્વક જીવી જાણવું જોઇએ તેમ તેણે સુખપૂર્વક મરી પણ જાણવું જોઇએ. મનુષ્યોનો મોટો ભાગ જેમ અજ્ઞાનને લીધે સુખપૂર્વક જીવી જાણતો નથી તેમ મનુષ્યોનો મોટો ભાગ અજ્ઞાનને લીધે સુખપૂર્વક મરી પણ જાણતો નથી. જેમ વિષનું વિધિ-પૂર્વક સેવન કરનાર મનુષ્ય દીર્ઘજીવી ને નીરોગ થઇ શકે છે તેમ જેઓ વિવેકપૂર્વક મરી જાણે છે તેઓ નિરામય અમરભાવને પ્રાપ્ત છે. "મરી જવું છે," "મરી જવું છે," એમ મનુષ્યોનો મોટો ભાગ મરણનું અનિવાર્યપણું જાણી બોલ્યા કરે છે, પણ મારે કેવી રીતે મરવું હિતાવહ છે, ને તેવું મરણ પ્રાપ્ત કરવામાટે મારે કેવી યોગ્યતા પ્રાપ્ત કરવી જોઇએ, તે વાત મનુષ્યોનો મોટો ભાગ વિચારતો હોય એમ જણાતું નથી, ને તેથી યોગ્ય પ્રકારનું મરણ પ્રાપ્ત કરવામાટે તે પોતાના અંતઃકરણાદિની યોગ્યતામાં વધારો કરતો હોય એમ પણ જણાતું નથી.

જેમ સૂર્યાદિ નિત્ય ઉદય પામીને સમય થયે અસ્ત પામે છે, જેમ ચણેલાં ગૃહો કાલાંતરે જીર્ણ થઇ પડી જાય છે, ને જેમ ઊગેલાં વૃક્ષાદિ કાલાંતરે સૂકાઇ જઇ નાશ પામી જાય છે, તેમ ઉત્પન્ન થયેલાં માણસ આદિનાં શરીરો તેમના પ્રારબ્ધકર્મની સમાપ્તિ થતાં પડી જાય છે,—મરણને શરણ થાય છે. પોતાના ઉપજેલા મનુષ્ય-શરીરનો તેના પ્રારબ્ધકર્મની સમાપ્તિએ અવશ્ય નાશ થવાનો છે એ વાતનું સ્મરણ રાખી એ શરીરવિયોગરૂપ મરણનું ભય પોતાના અંતઃ-કરણને ન લાગે અને પોતાના મનાતા પ્રાણિપદાર્થોનો ને પોતાના શરીરનો પ્રસન્નતાપૂર્વક સમય આવે પરિત્યાગ કરી શકાય તે માટે પ્રત્યેક મનુષ્યે પોતાના અંતઃકરણને હવે પછી કહેવાશે તેવી યોગ્ય-

તાવાળું કરવું જોઇએ, ને પોતાનો પ્રાણવ્યવહાર સર્વદા વ્યવસ્થિત ને શુદ્ધ રાખવો જોઇએ.

મરણનું ભય જેમને થાય છે તેમને તે તેમના પોતાના અંતઃકરણમાં થાય છે, છતાં જીવની ને અંતઃકરણની અજ્ઞાનકાલે એકજેવી સ્થિતિ મનાવાથી મરણના ભયથી તપેલા અંતઃકરણની સાથે જાણે પોતે તે રૂપ હોય એમ માનતો જીવ " આ દુઃખથી હું તપું છું " એમ તપવાનું અભિમાન ધારણ કરે છે. જીવનું શુદ્ધ સ્વરૂપ જે આત્મા વા સાક્ષી છે તેના અસંગ ને પરમાનંદસ્વભાવનું જ્ઞાન અજ્ઞાનકાલે જીવને ન હોવાથી જીવ પોતાનેજ આત્મા માની મરણના વિચારાદિથી તપવાનું અભિમાન ધારણ કરે છે. " अजो नित्यः " ( આ આત્મા અજન્મા ને અવિનાશી છે, ) ને " परिगलिततापा चितिरसौ " ( આ આત્મા દુઃખથી અત્યંત રહિત છે, ) એવો વિવેક અજ્ઞાનકાલે જીવને કયાંથી હોય ? કોઇ શરદપૂનમની મધ્યરાત્રે કોઇ ઊઘાડી ભૂમિપર પ્રજ્વલિત અગ્નિવાળી ચૂલપર રાખેલો તેલથી ભરેલો તાવડો બહુજ તપવાથી તેમાંનું તેલ ઘણુંજ તપી ગયું હોય તોપણ તે તેલમાં પડેલું ચંદ્રનું પ્રતિબિંબ લેશ પણ તપતું નથી, છતાં તે તપે છે એવું ભાન અવિવેકી મનુષ્યને થાય છે, ને વધારે અવિવેકી મનુષ્યને આકાશમાંનો બિંબરૂપ ચંદ્ર પણ તપતો હશે એમ સમજાય છે. આ દૃષ્ટાંતમાં જેમ માત્ર તેલજ તપે છે, તપેલા તેલમાં પડેલું ચંદ્રનું પ્રતિબિંબ કે આકાશમાં રહેલું ચંદ્રનું બિંબ તપતું નથી, તેમ સિદ્ધાંતમાં મરણના ભયથી અવિવેકી મનુષ્યનું અંતઃકરણજ તપે છે, પણ અંતઃકરણમાં પડેલા આત્માના આભાસરૂપ જીવ કે જીવનું વાસ્તવિક સ્વરૂપ આત્મા તપતા નથી.

દેહાદિથી આત્મા—પોતાનું વાસ્તવિક સ્વરૂપ—અત્યંત ભિન્ન ને વિપરીતસ્વભાવવાળો છે આવો વિવેક અજ્ઞાની મનુષ્યના અંતઃકરણમાં ન હોવાથીજ શરીરના મરણને પોતાનું મરણ માનીને મનુષ્યને મરણનું

ભય થાય છે. "હું દેહ છું" આવા દૃઢ નિશ્ચયથીજ પોતાના શરીરના પતનરૂપ મરણના વિચારથી વા મરણના સંભવની પ્રતીતિથી વા મરણના હેતુઓના આગમનથી તે અવિવેકી મનુષ્યને મરણનું ભય લાગે છે. જીવ દેહથી ભિન્ન ને વિપરીતસ્વભાવવાળો છે એવી સાધારણ સમજવાળાને પણ પોતાના અંતઃકરણના ઉંડાણમાં દેહમાં હુંપણાની–આત્માની–બુદ્ધિ રહે છે, ને તે દેહના સંબંધવાળા પ્રાણીઓમાં ને પદાર્થોમાં મારાપણાની બુદ્ધિ રહે છે, તેથી "આ બધાને મૂકીને–આ બધાથી ઉપજતા સુખને મૂકીને–મારે મરવું પડશે," ને જો પાપકર્મ કર્યાં હોય તો "પરલોકમાં મારી કયાં ને શી સ્થિતિ થશે?" આવા વિચારથી, અને જો પોતાને સ્ત્રીપુત્રાદિ હોય તો "તેમનું પોતાના મરણપછી શું થશે?" આવા વિચારથી, અવિવેકી મનુષ્યનું અંતઃકરણ ભય તથા ખેદને વશ થાય છે.

જે અવિવેકી મનુષ્ય કામ, ક્રોધ ને લોભાદિને વશ થઇને મનુષ્યોની ને અન્ય પ્રાણીઓની હિંસા કર્યાં કરે છે, બીજા મનુષ્યોના સ્વામિત્વનું દ્રવ્ય બલાત્કારથી ચોરીથી કે ઠગાઇથી લઇ લેવાનું કામ કર્યાં કરે છે, અને પોતાની દુષ્ટ પ્રવૃત્તિવડે મનુષ્યોને કે બીજા પ્રાણીઓને પીડા આપ્યા કરે છે, તેમને જ્યારે મરણનો સમય સમીપ આવ્યાનું ભાન થાય છે ત્યારે "જગન્નિયંતા મને મારાં આ પાપોની ઘણી ભયંકર શિક્ષા કરશે" આવા વિચારોવડે ને કરેલાં પાપકર્મોના સ્મરણવડે તથા મનના તીવ્રવેગવડે કરેલાં કોઇ કોઇ પાપકર્મોના ચીતાર (દેખાવ) પોતાની આંખની ને પોતાના હૃદયની આગળ ખડા થઇ જવાથી તેમનું હૃદય કંપી ઊઠે છે, તેઓ રોવા લાગે છે, પોતાનું માથું કૂટવા લાગે છે, પોતાના મુખપર તમાચા મારવા લાગે છે, ને આગળ કરેલાં પાપકર્મોમાટે બહુ પસ્તાવો કરવા લાગે છે.

જે મનુષ્યને સ્ત્રી, પુત્ર ને દ્રવ્યાદિમાં ઘાટો સ્નેહ હોય, જેના શરીરની યુવાવસ્થા હોય, અને જેના હૃદયમાં ઘાટી વિષયતૃષ્ણા હોય,

તે મનુષ્યને પણ પોતાના મરણનો સમય સમીપ જણાતાં વિષયોનો ને વિષયોનાં ઉપકરણોનો વિયોગ કરાવનાર મરણથી ઘણો ત્રાસ થાય છે.

જે અવિવેકી મનુષ્યો દેહાદિ જડ વસ્તુઓને પોતાનું સ્વરૂપ સમજે છે તેમને પણ "હું મરી જઈશ" એવા વિચારો પોતાના મરણનો સમય પાસે આવતાં આવે છે, ને તે વિચારો તેમને ત્રાસ આપે છે.

જે મનુષ્યો મરણના ભયથી રહિત થવા ઇચ્છતા હોય તેમણે સર્વ પ્રકારનાં પાપકર્મોથી ઘણામાં ઘણું દૂર રહેવું જોઇએ, શબ્દાદિ વિષયોમાં ને તેનાં સાધનોમાં વિવેકવડે દૃઢ દોષદર્શન કરી પોતાના મનને વિષયોની તૃષ્ણાથી રહિત કર્યા કરવું જોઇએ, અને વિવેકાદિ તથા વેદાંતશ્રવણાદિ આત્મજ્ઞાનનાં સાધનોવડે આત્માનું સ્વરૂપ જાણવા સતત પ્રયત્ન કર્યા કરવો જોઇએ. જો આવો પ્રયત્ન લાંબા સમય-સુધી, વચ્ચે અંતરાય પાડયા વિના, પરમાદરપૂર્વક કરવામાં આવશે તો તે મનુષ્યના અંતઃકરણમાં રહેલા પ્રતિબંધનો ક્ષય થયે તેને આત્મ-સ્વરૂપનો સાક્ષાત્કાર થશે. આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થવાથી તે મનુષ્ય-ને પોતાનો આત્મા મરણથી રહિત છે એવો સ્પષ્ટ અનુભવ થવાથી તેને મરણનું લેશ પણ ભય રહેશે નહિ.

વિવેકી મનુષ્યે પોતાના શરીરના ત્યાગપહેલાં પોતાનાં મનાતાં સ્ત્રી, પુત્ર, ઘર, દ્રવ્ય, પશુઓ ને અન્ય પદાર્થોમાંથી મમતા મૂકી દેવી જોઇએ,–રંગભૂમિપરનાં પાત્રોની પેઠે ઉપરથી તેમની સાથે યથાયોગ્ય વ્યવહાર ચલાવતાં છતાં પણ અંતઃકરણને તેમનામાં મમતાથી બાંધી ન રાખવું જોઇએ. સ્વર્ગનાં સુખોને પણ વિનાશી સમજી તેમાંથી ને પોતાના શરીરમાંથી પણ મમતા મૂકી દેવી જોઇએ. આમ સર્વ દૃશ્યમાંથી મમતાનો પરિત્યાગ કરી પોતાના પ્રારબ્ધકર્મની સમાપ્તિએ જે પોતાના સ્થૂલશરીરનો શાંતિપૂર્વક પરિત્યાગ કરે છે તેણે મરી જાણ્યું એમ કહેવાય. વિવેકી મનુષ્યે સમય આવે આમ મરવું જોઇએ.

પોતાના સ્થૂલશરીરમાંથી, ઇંદ્રિયોમાંથી, અંતઃકરણમાંથી, પ્રાણ-માંથી ને ચિદાભાસરૂપ જીવમાંથી હુંપણાની—આત્માની—બુદ્ધિનો પરિ-ત્યાગ કરી, તથા બ્રહ્મથી અભિન્ન આત્મામાં હુંપણાની બુદ્ધિ સ્થિર કરી, પોતાના સ્થૂલશરીરના પ્રારબ્ધકર્મની સમાપ્તિએ પોતાના સ્થૂલ-શરીરનો સૂકા તણખલાના કટકાની પેઠે પરિત્યાગ કરવો જોઇએ. આમ દેહાદિમાંથી અહંતા મૂકનારે અને શુદ્ધ આત્મામાં હુંપણું સ્થિર કર-નારે મરી જાણ્યું એમ કહેવાય. વિવેકી મનુષ્યે પોતાના અંતઃકરણમાં આવી યોગ્યતા પ્રાપ્ત કરી પછી મરવું જોઇએ.

જેમ પ્રવાસી મનુષ્ય પોતાના પ્રવાસને માટે સર્વદા પ્રસન્નતા-પૂર્વક તૈયાર રહે છે તેમ વિવેકી મનુષ્યે અકસ્માત્ આવનારા મૃત્યુને માટે સર્વદા પ્રસન્નતાપૂર્વક તૈયાર રહેવું જોઇએ. જેણે અનાત્મ પદાર્થો-માંથી અહંતામમતા મૂકી દીધેલી છે તેને મૃત્યુ કેવી રીતે ડરાવી શકે ? મૃત્યુને હવે તેની પાસેથી કાંઇ પણ લેવાનું બાકી રહ્યું નથી. જે પદાર્થોના ઉપર મૃત્યુની સત્તા ચાલી શકે છે તે સર્વ પદાર્થોનો તેમણે પ્રસન્નતાથી પ્રથમજ પોતાની મેળે પરિત્યાગ કરી દીધેલો છે. વિવેકીએ પોતાના શરીરના પ્રારબ્ધની સમાપ્તિએ આવી રીતનું સ્વરૂપ-માં સ્થિતિ કરવારૂપ બીજાઓને પ્રતીત થતું કથનમાત્ર મરણ સ્વીકારવું જોઇએ.

જે સ્થલમાં સૂર્યચંદ્રનો પ્રકાશ પહોંચી શકતો નથી, જે સ્થલમાં તારાઓનો ને વીજળીઓનો પ્રકાશ પણ પહોંચી શકતો નથી, અને જે સ્થલમાં આ મનુષ્યોને પરિચિત અગ્નિ પોતાના પ્રકાશનો કાંઇ પણ ઉપયોગ કરી શકતો નથી, તે સ્વયંપ્રકાશપદરૂપ સ્થલમાં પ્રાકૃત લોકોને ભયંકર જણાતા કાલનો પ્રવેશ થવાનો લેશ પણ સંભવ ન હોવાથી વિવેકીએ તે સ્વયંપ્રકાશ લોકોત્તરપદરૂપ સ્થલમાં સ્થિતિ કરી પ્રારબ્ધકર્મની સમાપ્તિનો સમય આવે પોતાના સ્થૂલશરીરને સૂકા તણખલાની પેઠે પ્રસન્નતાથી ત્યજી દેવું જોઇએ.

જેમણે પોતાના સ્થૂલશરીરનું ક્ષણભંગુરપણું વિચારી, તથા તે મૃત્યુનું ભક્ષ્ય છે એમ સમજી, તેને મૃત્યુને માટે આગળથીજ પોતાના આત્માથી પૃથક્ કરી રાખી મૂકેલું છે, અને જેમણે પોતાનાં સગાંવહાલાંઓનાં શરીરોનું ને પોતાના મનાતા અન્ય પ્રાણિપદાર્થોનું ક્ષણભંગુરપણું જાણી, તથા અંતે તેમનો વિયોગ અવશ્ય થવાનો છે એમ વિચારી, પ્રથમથીજ તેમનો પોતાના મનથી પરિત્યાગ કરી દીધો છે, તેમને મૃત્યુનો લેશ પણ ભય પ્રાપ્ત થાય એવો સંભવ ક્યાંથી હોય ?

જ્યાં કોઇ પણ ભૌતિક પદાર્થ નથી જ્યાં કોઇ પણ પ્રકારના દેહધારી પ્રાણીઓ નથી, જ્યાં ભૂરાદિ ભુવનો નથી, જ્યાં પૃથિવી નથી, જ્યાં જલ નથી, જ્યાં તેજ નથી, જ્યાં વાયુ નથી, જ્યાં આકાશ નથી, અને જ્યાં અવિદ્યા અથવા માયા નથી, પણ જ્યાં એકરસ, અખંડ, સદ્ઘન, ચિદ્ઘન, આનંદઘન, અસંગ, અવિકારી, વ્યાપક, વાણીવડે ન કહી શકાય એવી, મનવડે ન ચિંતવી શકાય એવી, પરમસૂક્ષ્મ ને અવિકારી વસ્તુજ માત્ર રહી છે, ત્યાં અભેદભાવે સ્થિતિ કરી રહેલાને મરણ શું કરી શકે ? તેઓ તો મરણના પણ વિશ્રાંતિસ્થાનરૂપ થયા છે. આવી સ્થિતિને પ્રાપ્ત કરી જેઓ પોતાનાં ત્રણે શરીરોને છેલ્લામાં છેલ્લી વેલા પરિત્યજે છે તેમને વારંવાર ધન્ય છે.

જેમણે પોતાના સ્થૂલશરીરના નામનું અભિમાન ત્યજ્યું છે, જેમણે પોતાના સ્થૂલશરીરના આકારનું અભિમાન ત્યજ્યું છે, જેમણે પોતાના વર્ણનું ને આશ્રમનું અભિમાન ત્યજ્યું છે, જેમણે સ્ત્રીપુરુષાદિના લિંગનું અભિમાન ત્યજ્યું છે, અને જેમણે વિદ્યા, કલા, સદાચાર ને બીજું જે કાંઇ લોકોમાં વખણાતું પોતાનામાં હોય તે સર્વના અભિમાનનો સર્વથા પરિત્યાગ કર્યો છે, તેમને સ્થૂલશરીરના વિયોગમાં કાંઇ પણ ક્લેશ થવાનું કારણ ન હોવાથી તેઓ મરણ આવે પ્રસન્ન-

તાથી પોતાના કલ્પિત સ્થૂલશરીરનો પરિત્યાગ કરી શકે છે. વિવેકીએ આવી તૈયારી કરી પોતાના સ્થૂલશરીરનો ત્યાગ કરવો જોઇએ.

જેઓ કોઇનો કોઇ પણ પ્રકારનો કોઇ પણ નિમિત્તે કયારેય દ્વેષ કરતા નથી, સર્વ પ્રાણીઓમાં પોતાનાજ આત્માનો સદ્ભાવ છે એમ જાણી જેઓ સર્વ સુખી પ્રાણીઓની સાથે મૈત્રીની ભાવનાથી વર્તે છે, જેઓ કોઇ પણ પ્રકારે દુઃખી હોય એવા પ્રાણીઓપર, તથા વૈભવમાં પોતાનાથી ઊતરતી સ્થિતિવાળા, ઊતરતી બુદ્ધિવાળા, ઊતરતી વિદ્યાવાળા ને ઊતરતા ગુણવાળા પ્રાણીઓના ઉપર સર્વદા દયા રાખે છે, જેઓ સર્વ પ્રકારનું નાનુંમોટું પુણ્યકર્મ કરનારા મનુષ્યોની તે તે પુણ્યકર્મનું દુર્લભપણું વિચારી અસૂયા કરતા નથી, પણ પ્રસન્ન થાય છે, અને જેઓ પ્રત્યેક કર્મના પરિણામદર્શીપણાનું ને શાસ્ત્રોક્ત પુણ્યમાં પ્રવૃત્તિ કરાવનારા સંસ્કારોનું દુર્લભપણું જાણી તથા કુસંસ્કારોના વેગવડે પાપમાં પ્રવૃત્તિ થઇ જવાનું સુલભપણું જાણી કોઇ પણ પાપી મનુષ્યનો દ્વેષ કે તિરસ્કાર કરતા નથી, પણ તેની સ્તુતિનિંદાથી રહિત રહેવારૂપ ઉપેક્ષા કરે છે, તથા જેઓ સર્વત્ર પરમતત્ત્વને અનુભવે છે, તેઓ બીજાની દૃષ્ટિએ જીવતા દેખાતા છતા પણ પોતાના મનવડે મરણ પામીને જીવે છે, એટલે તેમને મરણનું કોઇ પણ પ્રકારે ભય ન હોય તે સ્વાભાવિક છે. વિવેકીએ પોતાના સ્થૂલશરીરના પ્રારબ્ધકર્મની સમાપ્તિએ પોતાના સ્થૂલશરીરનો પરિત્યાગ કરતાપહેલાં પોતાના અંતઃકરણને ઉપર કહેલી સ્થિતિમાં લાવવું જોઇએ.

* જેમ આકાશમાં સ્વતંત્રપણે ઊડી શકવાના બલવાળું પક્ષી, તેની પાંખોને દોરીવડે બાંધી રાખવાથી, વા તેને પિંજરામાં પૂરી રાખવાથી, આકાશમાં ઊડવા સમર્થ થતું નથી, ને તેને જ્યાં બાંધ્યું હોય ત્યાં વા જે પિંજરામાં તેને પૂર્યું હોય તે પિંજરામાં તે પરાધીન થઇને રહે છે, અને જેમ વનમાં સર્વત્ર સ્વતંત્ર ભ્રમણ કરવાના બલવાળાં

સિંહાદિ પશુઓને જો પિંજરામાં પૂરી રાખવામાં આવે વા સાંકળ આદિથી બાંધી રાખવામાં આવે તો તેઓ વનમાં સ્વતંત્ર ભ્રમણ કરી શકતાં નથી, પણ જ્યાં તેમને જેવી રીતે રાખ્યાં હોય ત્યાં તેઓ તેવી રીતે રહે છે, તેમ અસંગી ને સર્વવ્યાપક આત્મા પણ જો તેને આશરે રહેલું અંતઃકરણ દૃશ્ય પ્રાણિપદાર્થોમાં દૃઢ રાગદ્વેષવાળું થાય તો તે પણ પોતાના અસંગ ને સર્વવ્યાપક સ્વભાવથી રહિત થયાજેવો થઇ બંધન પામેલાના જેવો થાય છે. આવાં બંધનોથી જેઓ જીવતાંજ પોતાના અંતઃકરણને મોકળું કરી શકે છે તેઓ ગમે તે વેલાએ ગમે તે સ્થલે ને ગમે તે સ્થિતિમાં પ્રસન્નતાપૂર્વક મૃત્યુને મળી શકે છે.

પોતાના દેવદુર્લભ માનવદેહનું માહાત્મ્ય જાણનાર મનુષ્ય આ સર્વ દૃશ્ય પ્રપંચને તેની પોતાની સત્તાથી સત્તાવિનાનો, પોતાના ને પરના જ્ઞાનથી રહિત, ને પોતાની સાથે રાગદ્વેષપૂર્વક સંબંધ રાખનારને દુઃખાનુભવ કરાવવાના સ્વભાવવાળો જાણી, સર્વ દૃશ્ય પ્રપંચમાં રાગદ્વેષરહિત થઇ, પોતાના મનનો દૃશ્યભણીનો વેગ રોકી,–તેને આત્માભિમુખ કરી, ઇંદ્રિયોના નિષિદ્ધ ને પ્રયોજનવિનાના વેગોને વશ કરી, ચિત્તવિશ્રાંતિના મુખ્યસાધનરૂપ પોતાના સમર્થ સદ્‌ગુરુના ને સત્‌શાસ્ત્રોના ઉપદેશમાં પ્રામાણિકપણાના દૃઢ નિશ્ચયવાળા થઇ, કોઇ પણ પ્રતિકૂલ પ્રસંગ પોતાના જીવના દુષ્ટ પ્રારબ્ધકર્મના વિપાકથી જ્યારે જ્યારે પ્રાપ્ત થાય ત્યારે ત્યારે શાસ્ત્રોક્ત વિચારવડે પોતાના મનને ખેદાદિ વિકારોથી મોકળું રાખવાના સામર્થ્યવાળા થઇ, આત્માને જાગ્રત્‌ની કોઇ પણ ત્રિપુટીની સાથે તેના અસંગસ્વભાવને લીધે લેશ પણ સાચો સંબંધ નથી એવા દૃઢ નિશ્ચયવડે સુષુપ્તિની પેઠે જાગ્રત્‌માં પણ પોતાના અંતઃકરણને દૃઢ રાગદ્વેષાદિના વેગોથી ક્ષોભ નહિ પામવા દેવાના સામર્થ્યવાળા થઇ, પોતાના શુભ પ્રારબ્ધકર્મના ઉદયથી સજ્જનોએ આપેલા માનથી પોતાના અંતઃકરણમાં પ્રમત્ત

હર્ષનો ઉદય નહિ થવા દેવાના સામર્થ્યવાળા ને ક્વચિત્ પોતાના જીવના અશુભ પ્રારબ્ધકર્મના ઉદયથી દુર્જનોએ કરેલા તિરસ્કારથી પોતાના અંતઃકરણમાં પ્રબલ ખેદનો ઉદય નહિ થવા દેવાના સામર્થ્ય-વાળા થઇ, ક્ષુધાતૃષા એ પ્રાણના ધર્મો છે, મારા-આત્માના-ધર્મો નથી, એમ સમજી કોઇ વેલા દુર્દૈવના ઉદયથી અન્નજલ ન મળે વા તે ન્યૂન ને ઊતરતા પ્રકારનું મળે તોપણ પોતાના મનને સ્વસ્થ રાખવાના બલવાળા થઇ, ટાઢતડકાની અસર સ્થૂલશરીરની ત્વચા-પર છે, અસંગસ્વભાવવાળા આત્માના ઉપર નથી, એમ સમજી દુર્ભાગ્યના આવિર્ભાવથી વધારે પડતી ટાઢનો તથા વધારે પડતા તડકા-નો સંયોગ પ્રાપ્ત થાય તે વેલા પોતાના મનને વ્યાકુલતાથી રહિત રાખવાના સામર્થ્યવાળા થઇ, અને અજ્ઞાન તથા અંતઃકરણ ને તેના સર્વ ધર્મોથી અત્યંત પૃથક્ થઇ પોતાના સચ્ચિદાનંદઘનસ્વરૂપને જાણવાની ઉત્કટ ઇચ્છાવાળા થઇ શ્રવણાદિવડે પોતાના વાસ્તવિક સ્વરૂપનો દઢ સાક્ષાત્કાર કરી પ્રારબ્ધકર્મની સમાપ્તિએ પોતાના સ્થૂલાદિ શરીરનો ને અન્ય સર્વ દૃશ્યનો પોતાના સ્વરૂપમાંજ તિરોભાવ કરે છે, જેને લોકવ્યવહારમાં મરણ એવું નામ આપવામાં આવે છે. આનું નામજ વિવેકીએ ઇચ્છવાયોગ્ય પુનરાવૃત્તિરહિત સુમરણ કહેવાય; બીજાં મરણો તો તેની અપેક્ષાએ દુર્મરણજ કહેવાય.

દેવોને પણ દુર્લભ મનાતા તથા શરીર ઇંદ્રિયો ને અંતઃકરણના યોગ્ય સામર્થ્યવાળા મનુષ્યશરીરને પામી જેઓ પોતાના અંતઃકરણમાં વિવેકાદિ ચાર સાધનાને સુસ્થિર કરી, વેદાંતશાસ્ત્રને શબ્દ અર્થ ને તાત્પર્યથી જાણનારા ને અધિકારી મુમુક્ષુઓને તેમની વિદ્યા ને બુદ્ધિ-સામર્થ્ય જોઇ તેમનું અંતઃકરણ ગ્રહણ-ધારણ કરે એવા શબ્દો યુક્તિ-ઓ ને દૃષ્ટાંતોથી તેમના અંતઃકરણમાં શ્રદ્ધા ને ઉત્સાહ પ્રકટે એવી

રીતે બ્રહ્મસ્વરૂપનો ઉપદેશ કરવાના સામર્થ્યવાળા, સર્વ પ્રાણિપદાર્થોના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનો, પ્રકાશમાં સમીપ સંમુખ પડેલા ઘડાના સ્પષ્ટ સાક્ષાત્કારની પેઠે, જેમને સર્વદા સર્વત્ર સ્પષ્ટ સાક્ષાત્કાર થયા કરે છે એવા, અને અજ્ઞાની મનુષ્યોનો ઉદ્ધાર કરવામાં પરમ ઉદાર ને નિઃસ્વાર્થ દયાલુ સદ્ગુરુને પૂજ્યભાવ નમ્રતા ને ભેટસહિત શરણે જઇ તેઓશ્રીની પાસેથી બહુ વિનયથી આતુરતાપૂર્વક આત્માથી અભિન્ન બ્રહ્મનું સ્વરૂપ સાંભળી, સર્વ શાસ્ત્રોનું મુખ્યપ્રયોજન બ્રહ્મનિરૂપણ ને ગૌણપ્રયોજન ચિત્તશુદ્ધિના ને ચિત્તસ્થિરતાના ઉપાયોનું નિરૂપણ છે એમ સમજી, એકાંતમાં બેસી પોતાના મનને ઘણું સ્વસ્થ કરી પોતાના શ્રીસદ્ગુરુના વેદાંતશાસ્ત્રના ને પૃથિવીપરના મતપંથોના ઉપદેશનું અભેદમાં કેવી રીતે તાત્પર્ય છે અને ભેદવાદ કેવી રીતે અસર વા ભિન્નતો છે તેનો સુયુક્તિઓવડે સારી રીતે નિર્ણય કરવાવડે બ્રહ્મના દૃઢપરોક્ષજ્ઞાનને પ્રાપ્ત કરી, અને દૃશ્યને સત્યરૂપે માની રાગદ્વેષપૂર્વક તેને વિષય કરવા પોતાના અંતઃકરણમાંથી ઊઠતી વૃત્તિઓને પોતાના અંતઃકરણના અધિષ્ઠાન ભણી પાછી વાળી બ્રહ્માકારવૃત્તિઓનો પ્રવાહ સતત ચલાવી પોતાના અંતઃકરણમાં અવિદ્યા ને તેનાં કાર્યોનો બાધ કરનારી બ્રહ્મવિદ્યાનામની વૃત્તિના આવિર્ભાવનો અનુભવ કરી, સ્થૂલશરીરાદિને ઉપજાવનારા પ્રારબ્ધ-કર્મની સમાપ્તિએ પોતાના સ્થૂલશરીરને જૂના સૂકા ઘાસના કટકાની પેઠે પ્રસન્નતાપૂર્વક તજી દે છે તેઓએજ મનુષ્યશરીર પામી યોગ્ય રીતે મરી જાણ્યું એમ કહી શકાય.

જેઓ પોતાના અનાદિ–અનંત સ્વરૂપને જાણવા સુભાગી થયા છે, જેઓ સર્વ પ્રાણિપદાર્થોમાં–શત્રુમાં પાપીમાં દુર્જનમાં રોગીમાં કુરૂપમાં સર્પમાં વીંછીમાં સિંહમાં વ્યાઘ્રમાં મલિન વસ્તુઓમાં ને અપકારક કીટાદિમાં પણ–પરમાનંદરૂપ બ્રહ્મની ઝાંખી કરવાના મનો-બળવાળા થયા છે, જેમનું પરમપવિત્ર સુસ્થિર ને પરમપ્રેમવાળું હૃદય

વારંવાર પોતાના સ્થૂલશરીરની અંતર ને પોતાના સ્થૂલશરીરની બહાર વ્યાપી રહેલા એકરસ પરમપવિત્ર ને પરમાનંદરૂપ બ્રહ્મતત્ત્વને પરમપ્રીતિથી આલિંગન કર્યા કરે છે, અને તજ્જન્ય પરમાનંદનો અનુભવ કર્યા કરે છે, જેમનું દેહાભિમાન અત્યંત ગલિત થઇ ગયું છે, જેઓ શત્રુમાં મિત્રમાં ને તટસ્થમાં સર્વદા સમબુદ્ધિવાળા છે, જેમને કોઇ પણ પ્રાણી પોતાનું કે પારકું નથી, અને જેમની કોઇ પણ પ્રાણિપદાર્થમાં ને પોતાના સ્થૂલશરીરમાં પણ લગારે મમતા રહી નથી, તેઓ ગમે તે સમયમાં ગમે તે દેશમાં ને ગમે તે સ્થિતિમાં પ્રસન્નતાપૂર્વક લોકોમાં પરમ-શત્રુરૂપ મનાતા મરણને પોતાનો મિત્ર સમજીને ભેટી શકે છે.

જેમણે વ્યવહારદૃષ્ટિએ માનવામાં આવતા સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ-શરીરમાંથી હુંપણાની–આત્માની–બુદ્ધિનો પરિત્યાગ કરી સદ્ઘન, ચિદ્ઘન, આનંદઘન, અસંગ, અવિકારી, પૂર્ણકામ, અકર્તા, અભોક્તા, એક, અદ્વિતીય, વિભુ ને અચલ બ્રહ્મતત્ત્વમાં હુંપણાની બુદ્ધિ અનુભવ-પૂર્વક સુસ્થિર કરી છે, તેમને લોકોમાં અમંગલરૂપ મનાતું મરણ-અમંગલરૂપ લાગતું નથી, પણ મંગલરૂપજ લાગે છે. તેમની દૃષ્ટિએ તો મનોરાજ્યના કે સ્વપ્નના શમનના જેવુંજ મરણ જણાય છે.

જેમણે આત્મસ્વરૂપમાં સ્થિતિ કરી છે, અને જેઓ સર્વદા પોતાના અકર્તાભાવને તથા અભોક્તાભાવને અનુભવે છે, તેમને જેમ યોગવાસિષ્ઠમાં વર્ણવેલા આકાશજ બ્રાહ્મણને પકડવાનો પ્રયત્ન કરનાર મૃત્યુ દાઝ પામવા લાગ્યો ને પકડી શક્યો નહિ તેમ મરણ રૂપ કાલ પકડી શકતો નથી, પણ નિરાશ થઇ ડાચું ફાડીને ઊભો રહે છે.

બ્રહ્માનુભવના સામર્થ્યવડે જેમના અંતઃકરણમાંથી અગ્રહણની –આત્મસ્વરૂપની અપ્રતીતિરૂપ આવરણની–અને અન્યથાગ્રહણની–આત્મસ્વરૂપમાં તેનાથી વિપરીતસ્વભાવવાળા દેહાદિની પ્રતીતિરૂપ વિક્ષેપની–અર્થાત્ એ બે સ્વભાવવાળી અવિદ્યાની નિવૃત્તિ થઇ ગય

છે, જેમના અંતઃકરણની વૃત્તિ અંતર્બહાર જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળા બ્રહ્મનું દર્શન કરે છે, જેમનું દેહાભિમાન ગલિત થયું છે, જેમના ચિત્તમાંનો રજોગુણ તથા તમોગુણ ક્ષીણ થવાથી જેમનું ચિત્ત અચિત્તભાવને પામવારૂપ સૂક્ષ્મ થયું છે, અને જેઓ શ્વાસોચ્છ્વાસના સંધિમાં તથા મનોવૃત્તિઓના ઉદયાસ્તના સંધિમાં અભિન્નભાવે બ્રહ્માનુભવ કર્યા કરે છે, તેમને પોતાના સ્થૂલશરીરના પ્રારબ્ધકર્મની સમાપ્તિએ આવી મળતું મરણ તે એક પ્રકારનું રમણજ જણાય છે.

જ્યાં અંધકારની પેઠે આવરણ કરવાના સ્વભાવવાળી અને ઐંદ્રજાલિકની પેઠે એક પ્રકારના સ્વભાવવાળી વસ્તુમાં બીજા પ્રકારના સ્વભાવવાળી વસ્તુઓનું દર્શન કરાવવાના સામર્થ્યવાળી અવિદ્યા નથી, જ્યાં આકારવાળી વસ્તુઓને અવકાશ આપનારો દેશ નથી, જ્યાં ક્ષણની પરંપરારૂપ કાલ નથી, જ્યાં અન્યને અભાવે અને અંતઃકરણને અભાવે કામ-કામના-વિષયેચ્છા-નથી, જ્યાં કરણોરૂપ ઇંદ્રિયોને અભાવે ને કામનાને અભાવે વિષયોને પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિરૂપ કર્મ નથી, જ્યાં સંપૂર્ણ શાંતિ અને પવિત્ર પરમાનંદજ ઊભરાઇ રહ્યાં છે, ત્યાં સર્વદા અભેદભાવે રહેલા મહાપુરુષને બીજાને પ્રતીત થતા પોતાના સ્થૂલશરીરનું મરણ તે એક પ્રકારનું રમણજ જણાય છે.

જ્યાં અન્યને અભાવે અનુકૂલપણાનું ને પ્રતિકૂલપણાનું ભાન નથી, જ્યાં અનુકૂલ પ્રાણિપદાર્થને અભાવે રાગ ને પ્રતિકૂલ પ્રાણિપદાર્થને અભાવે દ્વેષ નથી, જ્યાં કાંઇ ગ્રહણ કરવાયોગ્ય નથી, જ્યાં કાંઇ તજી દેવાયોગ્ય નથી, જ્યાં પુણ્યપાપરૂપ ધર્માધર્મ નથી, જ્યાં હું ને મારું તથા તું ને તારું એવી ભેદબુદ્ધિવાળી સમજ નથી, જ્યાં ઉત્પત્તિ ને વિનાશ નથી, જ્યાં ઉદયાસ્ત ને આવિર્ભાવતિરોભાવ નથી, અને જ્યાં ભોક્તા ભોગ્ય ને ભોગ એવા કોઇ પણ પ્રકારની ત્રિપુટીઓનો ગંધ પણ નથી, ત્યા-એક અદ્વિતીય સર્વોત્તમ સ્થાનમાં

—અભેદભાવે સ્થિતિ કરીને રહેલા પરમપવિત્રાત્માને લૌકિકદષ્ટિએ મનાતું મરણ તે એક પ્રકારનું રમણુજ જણાય છે.

જે પ્રદેશમાં દષ્ટિનો રોધક ને વિવિધ ભય તથા ઉદાસીનતા ઉપજાવનાર અંધકાર રહેલો નથી, પણ જ્યાં દેશ કાલ ને વસ્તુના પરિચ્છેદ્થી રહિત, ભવ્ય, પ્રસન્નતાપ્રપૂર્ણ ને પ્રશાંત પ્રકાશજ સર્વત્ર વિલસી રહ્યો છે; જે પ્રદેશમાં ચૌદ ભુવનોમાં રહેલા અજ્ઞાની પ્રાણીઓને ભયંકર લાગતા મૃત્યુનો દષ્ટિપાત પણ થઇ શકતો નથી, ને મૃત્યુ પોતે પણ જે પ્રદેશથી થરથર કંપી ઊઠી દૂરજ રહે છે, અર્થાત્ જે પ્રદેશમાં મૃત્યુનો અલ્પાંશે પણ સદ્ભાવ નથી, પણ જ્યાં અમરપણુંજ સર્વદા સુસ્થિર વિરાજી રહ્યું છે; જે પ્રદેશમાં પ્રતિકૂલ પ્રતીત થનારા દુઃખનો અને તેનાં ત્રણ પ્રકારનાં નિમિત્તોનો અવ્યક્તરૂપે પણ સદ્ભાવ નથી, પણ જ્યાં દુઃખથી પરિણામથી ને વિનાશથી રહિત માત્ર વિશુદ્ધ પરમાનંદજ સર્વત્ર સ્ફુરી રહેલ છે; અને જે પ્રદેશમાં રાગ, દ્વેષ, ભય ને ખેદાદિને ઉત્પન્ન કરનારા ભેદરૂપ નિમિત્તકારણનો અને એ રાગાદિને ઉત્પન્ન કરનાર અંતઃકરણરૂપ ઉપાદાનકારણનો ગંધ પણ નથી, પરંતુ જ્યાં કેવલ અભેદજ પ્રકાશી રહ્યો છે. ત પ્રદેશમાં સર્વ ઉપાધિઓનો બાધ કરીને સતત સુસ્થિર થયેલા મહાપુરુષને તેમના સ્થૂલશરીરના પ્રારબ્ધકર્મની સમાપ્તિએ તેમના સ્થૂલશરીરને ગ્રહણ કરવાની લાલસાએ તેમને પૂજવામાટે આવેલું મરણ તે તેઓશ્રીને એક પ્રકારનું રમણુજ જણાય છે.

જેઓ પોતાનાં ત્રણે શરીરોમાંથી અહંતાનો પરિત્યાગ કરી તેના દ્રષ્ટારૂપે રહે છે, જેઓ પોતાના મનાતા પ્રાણિપદાર્થોમાં લેશ પણ મમતા નહિ રાખનારા હોવાથી કોઇ મિથ્યા ભોક્તાના તે મિથ્યા પ્રાણિપદાર્થો હશે એમ સમજી તેઓમાં ઉદાસીનજેવા રહે છે, અને જેઓ અનુકૂલ શબ્દ સ્પર્શ રૂપ રસ ને ગંધ એ પાંચ વિષયોમાં તથા તે વિષયો જે પ્રાણિપદાર્થોવડે પ્રાપ્ત થાય છે તે પ્રાણિપદાર્થોમાં પ્રીતિવાળા નથી, પણ જેઓ એ વિષયો તથા એ પ્રાણિપદાર્થો જે

વસ્તુની સત્તાવડે પ્રતીત થઇ આનંદના હેતુરૂપ મનાય છે તે વસ્તુમાં પરમપ્રીતિવાળા થયા છે, અર્થાત્ જેમની શ્રોત્રેંદ્રિય પ્રત્યગાત્માની અભિમુખ રહી તેની સમીપમાં રહેલી માયામાંથી ઊઠતા તથા અલૌકિક શાંતિ ને અલૌકિક સુખનો અનુભવ કરાવનારા પરમદિવ્ય શબ્દનું શ્રવણ કર્યા કરે છે, જેમની ત્વગિંદ્રિય અંતરાત્માની અભિમુખ રહી તેની સમીપમાં રહેલી માયામાંથી પ્રકટતા તથા અલૌકિક શીતલતા ને અલૌકિક આનંદનો અનુભવ કરાવનારા પરમદિવ્ય સ્પર્શનો વારંવાર અનુભવ કરી રોમાંચવડે પોતાનો હર્ષ પ્રદર્શિત કર્યા કરે છે, જેમની નેત્રેંદ્રિય તુરીયસ્વરૂપની સંમુખ રહી તેના આશ્રયે રહેલી માયામાંથી આવિર્ભાવ પામતાં તથા અલૌકિક ટાઢક ને અલૌકિક સુખનો અનુભવ કરાવનારાં અને મનુષ્યને ને દેવાદિને જેમનું દર્શન દુર્લભ છે એવાં પરમદિવ્ય રૂપોનું અતૃપ્ત સ્થિતિએ દર્શન કર્યા કરે છે, જેમની રસનેંદ્રિય આત્માભિમુખ રહી આત્માના સદ્ભાવવડે માયામાંથી આવિર્ભાવ પામનારા તથા બાહ્યદષ્ટિવાળાને નહિ અનુભવાતી શાંતિ ને તેમને નહિ અનુભવાતા આનંદનો અનુભવ કરાવનારા પરમદિવ્ય રસનું આસ્વાદન કર્યા કરે છે, અને જેમની ઘ્રાણેંદ્રિય શરીરના ઉંડાણમાં પ્રકાશતા તત્ત્વમણી પાછી વળી તે તત્ત્વને આશ્રયે રહેલી માયામાંથી પ્રાદુર્ભાવ પામનારા તથા અપૂર્વ શાંતિ ને અપૂર્વ આનંદને પ્રકટાવનારા પરમદિવ્ય ગંધનું ગ્રહણ કર્યા કરે છે, તથા જેમના અંતઃકરણને દૃશ્યમાં સત્યપણાની તથા સુખના હેતુપણાની પ્રતીતિ નહિ રહેવાથી, અને મિથ્યાપણાની તથા અનેક દુઃખોથી ને દોષોથી ભરેલપણાની દૃઢ પ્રતીતિ થવાથી જેમનું અંતઃકરણ એ દૃશ્યભણી રાગપૂર્વક વેગવાળું થતું નથી, પણ સદ્ઘન, ચિદ્ઘન ને આનંદઘનરૂપ આત્માના ભણી વેગવાળું રહી તેના સ્વભાવોનુંજ પોતાનામાં સંક્રમણ કરાવી સર્વદા શાંત ને સંતોષી રહે છે, એવા બ્રહ્મસ્વરૂપ મહાત્માને સ્થૂલશરીરના પ્રારબ્ધની સમાપ્તિએ તેમની પ્રસન્નતાવાળી અનુમતિથી આવતું સ્થૂલશરીરનું લૌકિક મરણ તેઓશ્રીને એક પ્રકારનું ભવ્ય રમણજ જણાય છે.

જેમણે સ્વપ્નમાં પ્રતીત થતાં દ્રષ્ટા, દર્શન ને દશ્યના ચેતન સ્વરૂપના નિશ્ચયની પેઠે જાગ્રતમાં પ્રતીત થતાં દ્રષ્ટા, દર્શન ને દશ્યને શુદ્ધચેતનસ્વરૂપ જાણ્યાં છે, અર્થાત્ જેમને જાગ્રતમાં પ્રતીત થતા સર્વ દશ્યપ્રપંચનો બાધ થઇને શુદ્ધચેતનસ્વરૂપની સર્વત્ર સ્પષ્ટ પ્રતીતિ થઇ છે, જેમના પવિત્ર ને સુસ્થિર હૃદયમાં મહાવિવેકરૂપ તેજોમય રત્નદીપ પ્રકાશી રહ્યો છે, જેમણે પોતાની મનોવૃત્તિના અગ્રભાગમાં બ્રહ્મસ્વરૂપને સુસ્થિર કર્યું છે, જેમનો અહંતામમતારૂપ મહાજીર્ણ ભવરોગ અત્યંત નિવૃત્ત થયો છે, જેઓ અસત્‌થી ( નિષિદ્ધ કર્મથી ને નિષિદ્ધ વિચારથી ) સત્‌માં (શુભ કર્મમાં ને શુભ વિચારમાં, તમસ્‌થી ( અજ્ઞાનથી ) જ્યોતિમાં ( સ્વયંપ્રકાશ બ્રહ્મમાં ) ને મૃત્યુથી ( દેહાદિ વિનાશિભાવથી ) અમૃતમાં ( અવિનાશિભાવમાં ) પહોંચ્યા છે, જેમનું બાહ્યજ્ઞાન રાગદ્વેષની વાસનાવિનાનું છે, જેમનું અંતઃકરણ સુષુપ્તિમાં રહેલા પુરુષના જેવું સદા સુપ્રસન્ન રહે છે, જેઓ પરાથી પાર પરમપાવન મહાપદમાં સ્થિત થયેલા છે, અને જેમના ચિત્તમાંથી દશ્યપ્રપંચના સંબંધની રાગદ્વેષમય વાસનાઓ અત્યંત શ[illegible] થઇ ગઇ છે, તેવા બ્રહ્મસ્વરૂપ મહાપુરુષની દૃષ્ટિએ લોકપ્રસિદ્ધ મર[illegible] ભ્રાંતિરૂપ હોવાથી, તેઓશ્રીને તે મરણ પણ બ્રહ્મથી અભિન્ન સ્થિ[illegible] રૂપ એક પ્રકારનું લોકોત્તર રમણજ છે એમ જણાય છે.

યોગ્ય અંતઃકરણવાળા સર્વ વીર જીવોએ સતત અગાધશ્રદ્ધા, અડગ ઉત્સાહ, અસ્ખલિત ધૈર્ય ને પૂર્ણ સાવધાનતા રાખી જિજ્ઞાસુ ઘણો શાસ્ત્રોક્ત પ્રયત્ન કરીને ઉપર જણાવેલી સ્થિતિએ પહોંચી પોતાના લૌકિક મરણને અપૂર્વ રમણરૂપ બનાવવું જોઇએ. ૐ.